શ્રી ગણેશાયે નમઃ
શ્રી ગણપતીને નમું:

# શ્રી કૃષ્ણલીલા.

## નાટકના ગાયનો.

## ભાગ પહેલો.

રચી પ્રસિદ્ધ કરનાર.
પા. જેકીસનદાસ ત્રીભોવનદાસ
સુરત નિવાસી.

દોહરો.

પીંગળ પાઠ પઢયો નથી, નથી કાવ્ય ઉચાર,
વળી વ્યાકરણ પઢયો નથી, નવ જાણું સંગીત સાર.

પ્રત એક હજાર.

શ્રી મહેશ મુદ્રાલય, સુરત.

સંવત ૧૯૬૫. સને ૧૯૦૯.

કિંમત બે આના.

# પ્રસ્તાવના.



અહો આર્ય બંધુઓ આ લઘુ પુસ્તક રચવામાં કાંઇ મોટું કામ કર્યું નથી. હું કાંઇ પીંગળ કે વ્યાકરણ કે શબ્દકોષ શીખ્યો નથી. માત્ર મેં મારી અલ્પ મતીથી યાને મારા સત્યનારાયણની કૃપા વડે કામ કર્યું છે. માટે કાંઇપણ ભુલ હોય તો ક્ષમા કરશોજી. ખાસ તાલમાં કે માત્રામાં ખોડ હોય તેની હું દરગુજર માંગું છું.

લી. દાસાનુદાસ.

જે. ત્રી.

# પાત્રોનાં નામ.

**સુત્રધાર**—નાટકનો નાયક.

**કંસ**—મથુરાપતી.

**ઉગ્રસેન**—કંસનો પીતા.

**દેવક**—દેવકીના પીતા, ઉગ્રસેનના ભાઇ ને કંસના કાકા.

**ઇંદ્ર**—સ્વર્ગપતી.

**બ્રહ્મા**—બ્રહ્માંડપતી.

**શીવ**—કૈલાસપતી.

**વિષ્ણું**—અક્ષયવાસી પરમાત્મા ને લક્ષ્મીપતી.

**કૃષ્ણ**—વિષ્ણુનો અષ્ટમો અવતાર ને દેવકી પુત્ર.

**બળરામ**—શેષનો અવતાર ને રોહીણી પુત્ર.

**અક્રૂર**—વસુદેવનો નાનો ભાઇ.

**નંદજી**—ગોકુળવાસી રાજા ને કૃષ્ણના પાળક પીતા.

**વસુદેવ**—મથુરાવાસી કૃષ્ણના જન્મ પીતા.

**મારૂતી**—અંજની સુત રામના દુત.

**ગાંધર્વ**—સ્વર્ગવાસી યોદ્ધા.

**દેવમંડળ**—તેત્રીસક્રરોડ દેવો.

બાદ ધરતી, ધર્મ, રક્ષપાળ, અસુરો, ચોપદાર, દરબારીઓ વીગેરે વીગેરે.

**બાળાઓ**—નાટક પ્રારંભ કરનાર.

**દેવકી**—વસુદેવની સ્ત્રી ને કૃષ્ણના માતા.

**રોહીણી**—બળરામની માતા ને વસુદેવની સ્ત્રી.

**રાધા**—ગોકુળવાસી કૃષ્ણની પત્ની.

**લલીતા**<br>**વીશાખ**<br>**ચંપાવળી** } રાધાની સખીઓ.

**પુતના**—કંસની બેન, એક રાક્ષસી.

બાદ દાસીઓ, વારાંગનાઓ વીગેરે વીગેરે.

# શ્રી કૃષ્ણલીલા નાટકનો ટુંક સાર.

## ભાગ પહેલો.

### પ્રારંભે ઇશ્વર પ્રાર્થના.

પ્ર. ૧ માં કંસના ત્રાસથી સર્વ દેવોનું દુઃખ દરીયામાં ડુબાવવું ને ઇંદ્રની પ્રાર્થના કરી ઇંદ્રની સહાયતા માંગવી, ત્યાં ઇંદ્રનું ઐરાવટ પર ચઢીને આવવું ને બ્રહ્માને શરણે જવા સુચવવું, ત્યાં બ્રહ્માની સ્તુતિ બ્રહ્માનું પ્રગટ થવું ને શંકરનું આરાધન કરવું. ત્યાં શંકરનું અંતરીક્ષથી આવવું ને વિષ્ણું પાસે જવું.

પ્ર. ૨ માં ક્ષીરસાગર પર સર્વ દેવોનું આવવું, પ્રભુ પ્રાર્થના કરવી. બાદ શ્રીહરીનું પ્રસન્ન થવું ને સર્વને અવતાર લેવા સુચવવું ને સર્વ દેવ રૂપીઓનું જવું.

પ્ર. ૩માં દેવોની પ્રસન્નતા બાદ સર્વને અવતાર લેવા સુચના.

પ્ર. ૪માં કંસની કચેરી, અસુરોનું ધર્મમાં ભંગાણ કરી આવવું. તે સમાચાર સાંભળી કંસનું રાજી થવું. બાદ કચેરીમાં દેવકીનું આવવું ને દેવકીના લગ્ન વીશે સુચવવું. બાદ કંસે પોતાના ગોરને બોલાવીને દેવકી માટે યોગ્ય પતી શોધી લાવવા સુચવવું. તેમાં ગોરે રાજકુંવરો ગણી બતાવવા, તેમાં વસુદેવને પ્રસન્ન કરી વસુદેવના લગ્ન કરવા. કંકોતરી મોકલવી. વસુદેવની જાનનું આવવું ને વસુદેવ દેવકીના લગ્ન કરવા બાદ કંસનો આનંદ આનંદ.

પ્ર. ૫ માં દેવકીના લગ્ન થવાથી કંસનો આનંદ. વસુદેવ દેવકીને મુકવા જતાં આકાશવાણી થવાથી કંસે દેવકીને ચોટલો પકડી મારવા જવું, ત્યાં વસુદેવે વચન આપી છુટા થવું ને કંસે ઉદાસીથી ચાલ્યા જવું.

પ્ર. ૬ માં કંસની કચેરીમાં વસુદેવનું પુત્ર લઇને આવવું ને કંસને દયા આવવાથી પાછા લઇ જવા કહેવું ને વસુદેવનું જવું ને નારદજીનું આવવું ને કંસને ચડાવી ચાલતા થવું ને પુત્રને કંસે મારી નાખી વસુદેવ દેવકીને કેદ કરવાં.

પ્ર. ૭ માં નારદનું કંસને ચડાવી વસુદેવ દેવકીને કેદ કરાવ્યાથી ખુશી થવું ને આનંદથી પરલોકમાં જવું.

પ્ર. ૮ માં કારાગ્રહમાં વસુદેવ દેવકીનું અફસોસ કરવું ને સાતમો ગર્ભ ગળી ગયા વીશે વીવેચન ને દેવકીનું અતી અફસોસ કરવું, તેને વસુદેવે ધીરજ આપવી. બાદ પ્રભુએ ચત્રુભુજરૂપે પ્રગટ થઇ અવતાર વીશે સુચવવું ને ભગવાનને ગોકુળ મુકી આવવા કહેવું. બાદ વસુદેવે કૃષ્ણને ગોકુળ લઇ જવા દેવકી પાસથી માંગવું. બાદ આનાકાની સાથે પોતાના વહાલા પુત્રને દેવકીએ આપવું, બાદ વસુદેવે લઇ જવું ને જમુનાજીના પાણી અથાગ જોઇ અટકવું ને પ્રભુ કૃપાથી જમુનાજીના બે ભાગ થવા.

પ્ર. ૯ માં ગોકુળથી કૃષ્ણને બદલે કન્યાને લઇ આવવું ને વસુદેવનું ખુશી થવું.

પ્ર. ૧૦ માં કારાગ્રહમાં વસુદેવે કન્યા લઇ આવવું ને જેલના દરવાજા બંધ કરવા ને બાળાના રડવાથી દ્વારપાળનું જાગવું ને કંસને ખબર કરવા જવું. કંસે આવી કન્યા દેવકી પાસેથી છીનવી લઇ શીલા સાથે પછાડવી. બાદ બાળાનું વીજળી રૂપે ઉડી જવું ને આકાશવાણીથી ચેતાવવો કે તારો વેરી પ્રગટી ચુક્યો છે તે વસુદેવ દેવકીને બંધનમુક્ત કરશે.

પ્ર. ૧૧ માં કંસનું વીચારભુવન નારદનું આવવું ને કંસને ચડાવી વસુદેવ દેવકીને બંધન કરાવવાં બાદ સકતાસુરના વધ થયાના સમાચાર ને કંસનો અફસોસ. બાદ પુતનાનું આવવું ને પુતનાનું પોતાના બંધુના વેરીને મારવા જવું.

પ્ર. ૧૨માં નંદનો રંગમહેલ. જસોદાનું કૃષ્ણને ઝુલાવવું. બાદ ગોપીયોનું આવવું ને જસોદાએ ગોપીને કૃષ્ણને સોંપી ઘરકામમાં જવું ને પુતનાનું આવવું. કૃષ્ણને પયપાન કરાવવું, ને ત્યાં કૃષ્ણએ તત્ક્ષણ પુતનાનો પ્રાણ લેવો ને ગોપીઓનો અચંબો.

---

## અંક બીજો.

પ્ર. ૧ માં નંદજીને ઘેર શીવનું જોગી વેશે કૃષ્ણના દરશન કરવા આવવું, બાદ કૃષ્ણને જસોદાએ બારણે જતા અટકાવવા. બાદ કૃષ્ણએ બીજું રૂપ ધારણ કરી શીવજીને દરશન આપવાં ને શીવજીનું અંતરધ્યાન થવું.

પ્ર. ૨ માં વંદ્રાવનમાં કૃષ્ણએ સર્વ સખા સાથે ગાયો ચારવા આવવું ને ત્યાં એકાદસ સહ ત્રણ અસુરોનું આવવું, બાદ કૃષ્ણએ આકાશ માર્ગમાં ગાંધર્વ બોલાવવા, ગાંધર્વના હાથે અસુરોનો નાસ ને ગાંધર્વોનું પાછું પોતાના સ્થળે જવું, બાદ નારાતંક અને દેવાનંદ અસુરોનું આવવું ને કૃષ્ણ બળદેવે રામ લક્ષ્મણ રૂપ ધારણ કરી મારૂતીનું સ્મરણ કરી એ અસુરોને મારૂતીના હાથે મરાવવા, રામ રૂપની મારૂતીએ સ્તુતી કરવી, બાદ કૃષ્ણ બળદેવના દર્શન માગવા ને દરશન કરી પોતાને સ્થળે જવું.

પ્ર. ૩ માં નંદ ઘેર કૃષ્ણનું તોફાન, ત્યાં રાધાનું આવવું ને જસોદા તો કંટાળી રાધાને કૃષ્ણ પોતાને ઘેર લઇ જવા કહેવું ને રાધાએ તેડી જવું.

પ્ર. ૪ માં રાધાનું ઘર, કૃષ્ણ નાના હોવાથી રાધાને મન સંકલ્પ, કૃષ્ણનું મોટા થવું ને રાધા તથા કૃષ્ણનો હર્ષ વીનોદ.

પ્ર. ૫ માં કૃષ્ણને ઘેર સર્વ સખાનું આવવું ને જમુના કીનારે ગાયો ચરાવવા જવું.

પ્ર. ૬ માં જમુના કીનારે સર્વ સખાનું આવવું, તરસ લાગવાથી જમુનાજીનું પાણી પીવું ને સર્વનું મરણ, કૃષ્ણનુ અમૃત દ્રષ્ટીથી સર્વને સજીવન કરવા, બાદ ગેડી દડાની રમત કરતાં કૃષ્ણએ ગેડી જમુનાજીમાં નાખી કાઢવા સારૂ કદંમપરથી કુદી પડવું, ગોવાળીયાનું અફસોસ કરતાં જસોદાજીને કહેવા જવું

પ્ર. ૭ માં નંદજીને ઘેર જસોદાજીને સર્વ ગોવાળીઆએ આવી સમાચાર કહેવા. બાદ નંદ તથા જસોદાનું અફસોસ કરતાં તે તરફ જવું.

પ્ર. ૮ માં કાલીંદ્રીમાંથી કાલીનાગને નાથવા ને નાગપત્નીઓની વીનંતિ, બાદ જસોદા, નંદ તથા સર્વ સખાનું આવી જવાથી અચંબા, બાદ સર્વએ કાનાના વખાણ કરવા ને કૃષ્ણજીનું બહાર આવવું.

પ્ર. ૯ માં કૃષ્ણજીનું ઘર, ત્યાંથી સર્વ સખા સાથ કૃષ્ણનું ગાયો ચારવા જવું.

પ્ર. ૧૦ માં જમુના કિનારે સર્વ સખા સાથ આવવું ને સર્વ ગોપીઓનું કૈત્યાયનું વ્રત ઉજવવા આવવું, બાદ નદીમા ગોપીઓનું વસ્ત્ર રહીત ન્હાવા પડવું, બાદ કૃષ્ણનું સર્વના વસ્ત્ર હરણ કરી કદંબ પર ચઢી બેસવું ને ગોપીઓની વિનંતીથી ચીર આપવા, બાદ ગોપીઓને શરદ પુનમમાં રાસ રમાડવા વરદાન આપવું.

---

## અંક ત્રીજો.

પ્ર. ૧માં દ્વીજ પતનીનું અન્ન આરોગવું, ને દ્વીજપતની માંની કેટલીકની મુક્તા, બાદ મથુરામાં દેવકી વસુદેવને મારવા કંસની તૈયારી, તેમની વીનંતીથી કૃષ્ણએ સુદર્શન ચક્ર તેઓને

બચાવવા ને કંસને મારવા માટે છોડવું.

પ્ર. ૨માં કંસની કચેરીમાં વસુદેવ દેવકીને મારવા તૈયાર થઇ રહેલા અસુરો ને કંસનું સીંહાસન પર બેસી જોયા કરવું ને વસુદેવ દેવકી પર ધા કરવા જતા સુદર્શનનું આવવું ને કંસનું ભાગી જવું.

પ્ર. ૩માં કંસની પાછળ સુદર્શન ચક્ર પડવાથી રાણી વાસમાં તેનું નાસી આવવું ને સુદર્શનનું પાછું ફરવું, બાદ દેવકી વસુદેવને મારવા બંધ રાખવા ને પાછા કારાગૃહમાં મોકલવાં.

વાંચક વૃંદ તમોને શંકા થશે કે કંસે વસુદેવ દેવકીને શા કારણથી મારવા લીધા તે હું પહેલા પ્રવેશમાં લખવાનું ભુલી જવાથી આમાં લખી જણાવું છું જે કંસ એક વખત કચેરી ભરી બેઠા હતો, ત્યાં નારદે આવી કૃષ્ણને ગોકુળ મુકી આવવાની વાત ફોડી દીધી હતી તેથી કંસે ક્રોધ ભરાઇ આ કામ કીધું હતું.

પ્ર. ૪માં રાધાને ઘેર કૃષ્ણનું આવવું બાદ કેટલીક બીના બન્યા પછી રાધાની ડોકમાં મુકતામાળા જોઇ તેની કૃષ્ણએ માગણી કરવી, રાધાએ નહીં આપવી તેથી કૃષ્ણનું રીસાઇ ઘેર જવું.

પ્ર. ૫ માં કૃષ્ણનું પોતાને ઘેર આવવું ને નંદજીની ડોકમાં મુકતામાળા હતી તે માંગી. કૃષ્ણએ પેહેરવી અને મોતીનું ઝાડ રોપવા સખીઓ સાથે વૃંદ્રાવનમાં ઝાડ રોપવા જવું.

પ્ર. ૬ માં કૃષ્ણનું રાધાને ઘેર નહી આવવાથી રાધાની ઉદાસી બાદ એક સખીએ મોતીના ઝાડ વીષે રાધાને કહેવું રાધાએ મોતી લેવા મોકલવું પણ કૃષ્ણએ નહીં આપ્યાથી

પાછું આવવું ને સર્વે સખી સાથે રાધાએ મહી વેચવાને બ્હાને કૃષ્ણનું મોતીનું ઝાડ જોવા જવું.

પ્ર ૭ માં વૃંદાવનમાં મોતીનું ઝાડ, સર્વે ગોપોની રખે વાળી ને ગોપીઓનું આવવું ને દાણલીલા.

પ્ર. ૮ માં રાધાનો શયનગ્રહ રાધાનું સુઇ જવું ને સ્વપ્નામાં રાધાના લગ્ન ને રાધાનું જાગી ઉઠવું ને કૃષ્ણને નહીં જોવાથી ઘેલી બની પોકારે છે કૃષ્ણ ત્યાં આવે છે ને આનંદ આનંદ થઇ રહે છે.

પ્ર. ૯ માં નંદનું ઘર ઇન્દ્ર બળીદાન વીગે ગડબડ તથા કૃષ્ણએ આવી ના પાડવી ને ગોવર્ધન પુજવા નીકળવું.

પ્ર. ૧૦ માં ગોવર્ધન પુજન. નારદની ચડાહથી ઇન્દ્રને હું-કાર ને મુસળધાર વરસાદ વરસાવવો કૃષ્ણએ ગોવર્ધન ટચલી આંગળીપર સાત દીવસ તોળવો ને ઇન્દ્રની નમ્રતા ને નારદની વીનંતી, અહંકારી ઇન્દ્રનો ગર્વ ઉતારવો બાદ ગોવર્ધન પાછો મુકી સર્વનું જવું ને ગોપોનો અચંબો.

પ્ર. ૧૧ માં સર્વ ગોપીઓ સાથ રાધાને ઘેર રાસની તૈયારી ને ગોપીઓનો હુંકાર ને કૃષ્ણનું અંતરધ્યાન થવું, બાદ ગોપીઓની વીનંતિ કૃષ્ણએ પ્રગટ થવું. રાસલીલાની શરૂઆત ઘર ફાટી રાસનો સીન ને રાસ રમ્યા બાદ ખેલ સમાપ્ત.

શાન્તિ. શાન્તિ. શાન્તિ.

## ( સમાપ્ત. )

આ નાટકના ટુંક સારમાં કંઇ પણ સંશય થાય તો કૃષ્ણ ચરિત્રનું પુસ્તક વાંચી બીના જાણી લેવી એજ મારી વિનંતી છે.

તત્સત્ પરમાત્મને નમઃ

# શ્રી કૃષ્ણલીલા

## નાટકના ગાયનો.

---

## ભાગ પહેલો.

### ઈશ્વર સ્તુતી.

**આળાઓ—સુત્રધાર.**

શ્રી અજબ લીલા તારી કીરતાર,
કીધા ભક્તને માટે અવતાર.— શ્રી.
કીધા અસુરો તણો સંહાર—
કીધી ભક્ત જનની વહાર,
પ્રગટી પોતે દેવ મોરાર.— શ્રી.
અમે નમીએ વારંવાર,
સહાય કરો જગદાધાર.— શ્રી.
તારો છે અમને આધાર,
વિનંતી અમારી ઉર ઉતાર.— શ્રી.
કરો સહાય પ્રારંભે મોરાર,
તમે છો નોધારાના આધાર.— શ્રી.

**અપ્સરા-દેવમંડળ—** ( ૧ )

જય મંગળકારી પ્રભુ જય મંગળકારી
જો ભક્ત તણા ભીડ હારી— પ્રભુ-જય.
મચ્છ રૂપે પ્રભુ લીધા સતવ્રત ઉગારી (૨)
કચ્છપ રૂપે વાલા કીધા ચૌદ રત્ન કાઢી — પ્રભુ.

૨૬૪૭.



વરાહ રૂપે હીરણાક્ષ માર્યો
પ્રભુ લીધી ધરાને ઉતારી (૨)— પ્રભુ.
નૃસીંહ રૂપે વહાલા નાખ્યો હીરણા કંસ મારી (૨)— પ્રભુ.
વામન રૂપે બળીને ચાંપ્યો પ્રભુ લીધા સુરપત ઉગારી (૨)–પ્રભુ.
રામ રૂપે રાવણને નાખ્યો મારી— પ્રભુ.
અનેક દુઃખ ભકતોના ભાગ્યા પ્રભુ છો હીતકારી (૨)–પ્રભુ.
દાસ જેકો તુજ ચરણે નમે વારી વારી– પ્રભુ.

સર્વ દેવમંડળ— (૨)

વહારે ચડો ધનસ્યામરે આસુર
ઉગારો તમારા હરી
કરો ભક્ત તે જનના કામ રે આસુર
ઉગારો તમારા હરી.

સાખી.

ભક્ત પીડાયે તાહરા ત્રાહ ત્રાહ કરે સઉ કોઇ
એ દુષ્ટોના ત્રાસથી દુઃખ પામે સઉ કોઇ
પુન્યનો પ્રસવ નથી નથી કાંઇ ધર્મ ને ધ્યાન
જપ તપ સૌના તુટીયા થયું સઘળે ભંગાણ
કર ગ્રહી તુંને કહીયે ઉગારો હે નાથ રે
દુઃખી સર્વને ઉગારો હેતે ઝાલી હાથ રે -આ.

નેપથ્યમાંથી–સાખી.

નિરભય રહો ને દેવ તમે પ્રભુ અવતાર લેશે
દેવકી ઉદરે અવતરી અસુરને દંડ દેશે.

વિષ્ણુ— (૩)

આજ્ઞા હમારી શીર ચડાવો દેવ સહુ આનંદ,
ગોકુળમાં જઇ અવતરો યદુ કુળ મોઝારે
દીન થોડા પછી અમો અવતાર લેશું અત્રે

શેષ થાશે વડીલ બંધુ બળભદ્ર નામે
કૃષ્ણરૂપે હું અવતરી પુરણ કરશું કામે
પાપીને હણશું–સર્વના સંકટ હરશું.

**દેવમંડળ**—આજ્ઞા શીર ચડાવી (૨)
પરવરીએ ભુમી માંહે
જઇ યદુકુળમાં અવતરશું
તમે થાજો પ્રભુ સહાય.

**વિષ્ણુ**—શાન્ત થાવો સહુ દેવ (૨)
ધીર ધરો મન માંહે
અમે પણ અવતરશું
યદુકુળ માંહે
કરશું લીલા અનુપે (૨)
સહુ મળી આપણ તાંહે
પાપીયોને પણ હણીશું
થોડા દીન માંહે
સાંભળો ઋષી જન (૨)
તમે થાવો ગો રૂપે
સંકટ તમારૂં હરશું
મરસું અસુર ભુપે.

**દેવમંડળ:**— (૪)
થાશે થાશે પ્રગટ અવીનાશી રે
કરવા પાપીનો સંહાર
કરવા પાપીનો સંહાર રે
ઉતારવાને ભુ ભાર—થાશે.
ભક્ત વત્સ એ ભુધરો હરશે સહુના દુઃખ
દેવકી ઉદરે અવતરી મારશે અસુર—ભુપ
વહાલો ચડશે તે સહુની વહારે રે—કરવા.

**કંચની તથા દરબારી— (૫)**

રહો અચળ કીર્તિ જગમાં સારી
કંસરાયની હરદમકારી— રહો.
અખંડ કીરતી જગમાં જામો
અરી આવીને ચરણે નામો
કંસરાજ મહારાજ ચરણમાં
નમીયે વારી વારી— રહો.

નેપથ્યમાંથી—સાખી.

સુન મુઢમતી કંસ હું કરૂં છું તુજને જાણ,
દેવકી અષ્ટમાં પુત્રથી થાશે તારી હાણ.

કંસ— (૬)

મારૂં તુંને આજે ઠાર તો કદી નહી હું મરનાર
જન આણું હું તારો કાળ
તો નવ પ્રગટે તારૂં બાળ
છે આ વાણી સત્ય થનાર.
માટે મારૂં તુંને ઠાર
ભજી લે તારો ભગવાન.
લઉં હવે હું તારો જાન
નિરભય રહું હું નકી મરનાર
માટે મારૂં તુંને ઠાર.
જો પ્રગટે તારૂં બાળ
તો તે આણે મારો કાળ
પાણી પહેલા બાંધુ પાળ
માટે મારૂં તુંને આજ.

**વસુદેવ— (૭)**

કંસરાય કરૂણા કરો ભગ્નીથી રોસપર હરો

કંઇક જ્ઞાન ઉર ધરો
સ્ત્રી હત્યા નવ કરો—કંસ.
સહુ જણને મરવું સહી
અમર જગતમાં કોઇ નહીં.
વહેલું મોડું સઉ કોઇ જાય
કાળ શત્રુ સર્વને ખાય
માટે વિચાર કાંઇ ઉર ધરો.— ભગની.

વારાંગના— (૮)

નાચો ગાઓરે સાહેલી સૌ સંગ, મચાવો રંગ
જમાવો રંગ, પ્રસન્ન કરો રાજન.
આનંદ પ્રસરાવો ભુવન, ખુશી રહો સૌ મન.

નારદ— (૯)

કીધું ફત્તેહ રે કામ (૨)
દુઃખ જશેરે હવે તમામ
કંસને અવળું સવળું સમજાવી
દેવકી વસુને દીધી બંધાવી
ફરત્ત આપશે આજે રામ (૨) દુઃખ.
મારે જ્યાં દેવકીના સઘળા બાળ
ત્યારે આવે એ પાપીનો કાળ
પ્રગટ થાશેરે ઘનસ્યામ (૨) દુઃખ.

દેવકી— (૧૦)

હાય પ્રભુ આ શો અમપર કેર
ખટ પુત્ર મારા દુષ્ટે માર્યા હેર
સાતમો તો ગર્ભ ગજો
અષ્ટમો મારશે એ વેર— હાય.
જતા પુત્રે વાંઝીયા વેશ

કર તું મ્હેર કૃપાળુ દેવ— હાય.
કયા ભવના લીધા વેર
મારા પુત્ર એણે માર્યા ઠેર
હાય હાય હાય હાય હાય.

**વસુદેવ—** (૧૧)

સતી તું શીદને ચીંતા કરે
હરીને કરવું હોય તે કરે— સતી.
એનો ધાર્યો મનસુબો ઠરે
હર આજ્ઞાથી નવ ફરે
એને આધીન સર્વ સૃષ્ટી
ભરાવ્યું ડગલું ભરે— સતી.
જે કીસમતમાં હોય તે તો
પલકમાં આવી મળે— સતી.

**વસુદેવ—** (૧૨)

જય સચરાચર સ્વામી
વંદું વંદું શીશ નામી
પ્રગટ થયા ગરૂડ ગામી
વંદું વંદું શીશ નામી.
છો પ્રભુ જગતનું પાલન કરતા
ભકત તણા છો સંકટ હરતા
તે આજ પ્રગટ થયા બહુ નામી— જય.

**દેવકી:—** (૧૩)

જાવો ગોકુળ ગામમાં મારા વાલા સુંદીર બાળ
વાલા તુંને અળગો કરતા પ્રગટે છે અંતર ઝાળ—જાવો
ક્રુર કંસના ભય થકી અળગો કરૂં મુજ લાલ
દુઃખ વેળા વાલા તારી કોણ લેશે સંભાળ—જાવો.
રોતો દેખી વાલા કોણ દોડી આવશે તુજ પાસ
સકોમળ આ મુખડું તારૂં ક્યારે દેખીશ મુજ બાળ—જાવો.

તુજને અળગો કરતા કેમ જાતા નથી મુજ પ્રાણ
તુજ વીયોગ અંતરમાં સાલે જાણે વાગે રણબાણ- જા.

સાખી.

તુજ વીયોગ વહાલા અંતર લાગે લહાય,
તુજ વીના વહાલા દુ:ખીયા દીન કેમ જાય;
વિશ્વંભર તુજ શરણે મુકું છું મુજ બાળ,
સંકટ સમે શ્રી હરી લેજો એની સંભાળ.

દેવકી— (૧૪)

ધન્ય જસોદા (૨) વણ પ્રસવે તું થઇ માતા અરે હાંહાં-વણ.
હાંરે તેં તો શું કીધારે પુન્ય
ભુખ્યાને તેં આપ્યાં ભોજન
કે થઇ કોઇની અન્ન દાતા- વણ.
કે ગૌદાન આપ્યાં
કે રૂષીનાં ચરણ ચાંપ્યાં
કે રોગીજનને પમાડી સાતા— વણ.
તારા તો હવે ભાગ્ય ફળ્યા
કમનશીએ હમે દુ:ખીયા થયા.
કે તમે થયા પીતુ માતા— વણ પ્રસવ.

વસુદેવ— (૧૫)

આનંદ આનંદ અંગમાં અપાર,
ફતેહ થયું મુજ કામ આ વાર.
કન્યાને લાવ્યો આણે ઠામ,
કાનો મારો ઝુલે નંદજીને ધામ— આ.
જોઈ જમુનાના નીર અપાર,
કંપ્યો હુંતો તેણીજ વાર— આ.
કેવો જમુનાજીએ દીધો માર્ગ,
થયા વારી તણા ભાગ— આ.

કંસ— (૧૬)

લે સીલા પ્રેમે આરોગ્ય આ મારો જે કાળ,
આ મારો જે કાળ આકમું આજે બાળ.
ભય મારો તું ટાળ, ટાળ, ટાળ, ટાળ, ટાળ.

નેપથ્યમાંથી સાખી.

સુણુ હત્યારા કંસ તું હવે ન કરીશ આ કામ
તુજ વેરી પ્રગટ થયો પૃથ્વીમાં કોઇ ઠામ.

જસોદાજી— (૧૭)

ઝુલો મારા લાડીલા કુંવર પારણે
ઝુલો ઝુલો માતા ઝુલાવે— ઝુલો.
બોલો મારા કોડીલા જરા બોલો
બોલો મુખ મંજુરી વાણી બોલો— ઝુલો.
નવીન પારણું તુજ કારણે ઘડાવું
વીધવીધ રીતના લાડ લડાવું— ઝુલો.
મેના પોપટ તણું જોડું હું મંગાવું
લાડીલા કુંવર તુજ પારણે ટંગાવું
રાજી રાજી થાવો જોઇ રાજ— ઝુલો.

પુતના— (૧૮)

હું તો થઇ અલબેલી નાર
આવી શત્રુ મારવા ઠાર
શત્રુ તણો સંહાર કરૂં
લાગે ન ક્ષણ એકવાર
ચતુરાઇથી કેવું રૂપ બદલ્યું
નવ સમજે કોઇ લગાર— હું તો.
કંસના શત્રુને ખાસી મારવો મારે ઠાર
મારી કળા કોઇ નવ જાણે
હું તો થઇ નવ જોબન નાર— હું તો.

**અંક પહેલો સમાપ્ત.**

## અંક બીજો.

મહાદેવ— (૧૯)

દર્શન કરાદે મૈયા તેરે બાળકા
તેરે બાળકા મૈયા તેરે બાળકા
ગોકુળ બીસે ભયો નંદલાલ કૃષ્ણ કાનકા
કૃષ્ણ કાનકા મૈયા તેરે કાનકા— દર્શન.

ગાંધર્વ— (૨૦)

જય જય પ્રભુ તુંજ ચરણે વંદું
કૃપાનીધાન કૃપા કરી દર્શન દીધું વિભુ
અમ સરીખું કામ હોય તે ફરમાવોને આજ
તે બજાવવા તત્પર છે આ તમારા દાસ—જય જય.
ચરણ સરણમાં અમને રાખો કરી તમારા દાસ
એટલી ઇચ્છા મનમાંહી છે તે પુરોને આપ—જય જય.

મારૂતી— (૨૧)

જય જાનકી જીવન પ્રભુ તમ ચરણે વંદું
તમ ચરણે વંદું પ્રભુ તમ ચરણે વંદું
હું સેવક પર કૃપા કરીને પ્રભુ દરશન દીધું—જય જય.
પ્રભુ હું સેવક તમારો આજ્ઞા હોય તે ફરમાવો
રામ લક્ષ્મણ ચરણમાં વારંવાર વંદું— જય જય.
પામ્યો આજ તમારૂં દરશન,
અતી મુજ ભાગ્યને ધન ધન
કરો સેવકપર કાંઇ આજ્ઞા વીભુ— જય.

રાધા— (૨૨)

ચાલોને મારી સાથ કાનજી ચાલોને મારી સાથ,
આપણ રમીશું ભલી ભાત-- કાનજી.
રંગે રમીશું, પ્રીતે જમીશું,
મીઠા મીઠા તુંને પકવાન જમાડું,

સારા સારા તુને રમકડાં આપું,
મુજ સંગે તુને પ્રીતે રમાડું,
મહી માખણું તુને ખુબ ખવડાવું,
ભાષા વાલા રમશું જમશું શું કામ રડે છે,
વહાલા તું તો ઝાલને મારો હાથ— કાનજી.

રાધા— (૨૩)

જામી જામી મારી જોડરે જાણે સીતા રામની
જાણે સીતા રામની જાણે રતી કામની જામી જામી.
હરિ હું તો નીરખું છબી મારા શ્યામની— જાણે.
અરે કાં શોભે જોડી રતી કામની— જાણે.
તેવી શોભે છે જોડી રાધા કાનની— જાણે.

રાધા-કાન— (૨૪)

વાલા મારા છો તમે વીલાસી
છે આ કીંકરી તમારી દાસી
વાલા મારા છું હું તારી અભીલાશી
છું હું તમારા પ્રેમની પ્યાસી.
વાલા તું તો મારા હૃદયે વસેલી
તમ પ્રેમમાં થઇ છું ઘેલી
આવો આવો ને વાલા વીલાસી
કરગરી કહે છે તમ દાસી.

રાધા— (૨૫)

પીયુજી પાછા અહીં પધારજો
વ્હાલી આ દાસીને નહી વીસારશો
પ્રેમ પીંજરમાં પુરી નહીં સોહાવજો
બાંધ્યો પ્રેમ તે નાથજી નીભાવજો
મુજ મંદીરીયે વાલા વેલા આવજો.

ગોપ— (૨૬)

હાલો હાલો વનમાં ગાયો ચારીશું
ગાયો ચારીશું ખુબ મઝા કરીશું
આખલો ને દાખલો ને છાપાદાવ રમીશું
આંબલી પીપી ને ગેડી દડા ખેલીશું
લખોટા ખેલશું ત્યાં ખુબ મઝા કરીશું
કાનુડો મોરલી બજાવશે
આપણને ખુબ ગમ્મત આવશે
બીજી અનેક રમત રમીશું— હાલો.

નાગકન્યા— (૨૭)

વિનંતી અમારી ઉરે ઉતારી, મહેર કરોને મોરારી.
અમે અજાણે જાણ્યા નહીં, જગત પાલણ અવીનાશી.
અમો અબળાપર કૃપા કરી, અમ નાથ ઉગારો આ વારી.
અમો અજ્ઞાનીની ભુલ થઇ, તે માફ કરો મોરારી.
કાન—શાન્તિ ચીત્ત સાથ ધરી, અભય રહો નારી.
તમ નાથને ગર્વ થયો, દીધી નસીઅત આ વારી.
પુરણ કૃપા થઇ છે હવે મારી.

ગોપીયો— (૨૮)

ચાલો ચાલોરે સાહેલી સૌ સાથ,
જમુના નહાવાને.
જઇ વીનવીએ જમુના માત,
કૃતારથ થાવાને.
ઉજવીયે આપણ કૃત્યાનું વ્રતજ
હર્ષ ઉરમાં ધારી
કુંવારી કન્યાનું વ્રતજ આજ
પુરણ થયું આ વારી.

રાધા— (૨૯)

મીઠી મીઠી મોહન બંસી બજાવે
મારી શુધ્ધ બુધ્ધ સૌ વીસરાવે
મોહમંત્ર રેલીને લોભાવે
આ તનમાં મદન જ્યોત પ્રગટાવે— મીઠી.

સાખી.

મધુરી મોરલી બજતી સોર ગુમે ચોપાસ
શબ્દ એના સુણતાં અંતર સળગે આગ
વાલા કૃષ્ણજી વૈદ્ય થઇ આવે
મારા તનડાનો રોગ સૌ મીટાવે— મીઠી.
આવે મનના માનીતા તો તો શાંત દીલ થાયે.

ગોપીઓ— ( ૩૦ )

આપો આપો હમારા ચીર કાના
આપો હમારા ચીર (૩)— કાના
અમે છૈયે જમુના જળમાય
વસ્ત્ર વીના છે હમારી કાય (૩)— કાના.
કાના અમ પર મહેર કરો
વીનતી અમારી ઉરે ધરો (૩)— કાના.
સમજુ થઇ વસ્ત્ર આપો
વ્હાલા લજ્જા હમારી રાખો (૩)— કાના.

કાન— ઉતાર્યાં શીદ તમારા ચીર
નગ્ન કેમ પીઠે જમુના નીર (૩)— કાના.
ધર્મ તમારો તજી દીધો
જરા વીચાર નવ કીધો (૩)— કાના

ગોપીઓ—માફ કીજે કૃષ્ણ આ વારી
ભુલ થઇ આજ હમારી (૩) કાના.
યાદ રાખશું આ ઉપદેશ

ભુલ કરીયે કદી લેશ (૩)- કાના.
ક્ષમા કરો અમારો અપરાધ
કૃપાવંત થાવો હે નાથ ( ૩ ) કાના.

ગોપીયો— ( ૩૧ )

નીત્ય નીત્ય ઉપદેશ આવો દેજો રે-કૃષ્ણજી કાળા.
ભુલ ચુક સદા અમને કેજો રે-મોરલી વાળા.
આ રંક દાસી પર કૃપાવંત રેજો રે
હરનીશ વાલા દરશન દેજો રે— કૃષ્ણ.
આ વીનંતી અમારી ઉર લેજો
નીત્ય દરશન અમને દેજો રે-મોરલીવાળા કૃષ્ણ.

( ૩૨ )

કૃષ્ણ— સાખી.

શરદ પુનમ સોહામણી વીષે રમાડીશું રાસ
સર્વે સુંદરી સંગમાં પુરણ કરશું આશ
બોલ્યા વચન તે નીભાવજો હે નાથજી
ભુલી જશો નહીં તમે આ વાતજી
હીકર જોડીને વીનવીયે શ્યામજી
રાસ રમાડી પુરજો અમારી આશજી.

અંક બીજો સમાપ્ત.

---

## અંક ત્રીજો.

રાધા— ( ૩૩ )

ફસાણી હુંતો તારા ફંદેરે, રસીલા હુંતો ફસાણી તારા ફંદે,
મુને ઘેલી કાધી છે નંદના નંદેરે— રસીલા.
વાલા હુંતો તારા રંગેરે— રસીલા.
તારો પ્રેમ વાપ્યો મુજ અંગેરે— રસીલા.

( ૩૪ )

રાધા—જાવો જાવો ઠગારા ધુતારા લટકાળા અહીંથી જાવોરે.
કૃષ્ણ—માનો માનો રસીલી રંગીલી છબીલી માનો માનોરે.
રાધા—નથી નથી રીત કરવી પ્રીત છોડો છક અહીંથી જાવોરે.
કૃષ્ણ—આપો હાર દીલદાર કરવા પીયારો માનો માનો માનોરે.
રાધા—મુંક્ો કેડો આ વાર (૨) કેમ આપું હાર
કૃષ્ણ—કરો વીચાર અરે ઓ નાર માનો આ વાર માનો માનો માનોરે.
રાધા—જાવોજી કાન તજો આ ધામ નવ આવો આ ઠામ અ-
હીંથી જાવોરે
કૃષ્ણ—તજું આ ઠામ થાયે શું આમ પડશે કામ માનો માનો માનોરે.

ગોપ— (૩૫)

રે હાલો રે સૌ હા (૨)
આપણ જઇ તે જુમના ઘાટે રે—સૌ હા.
આપણ રમશું એકેકના ઝાલી હાથે રે—સૌ.
કરશું ગમ્મત ભલી ભાતે રે—સૌ.
મહી ને રોટલો ખાશું ખુબ ખાંતે રે—સૌ.

રાધા— (૩૬)

સખી મારી સૌ સ્યાણી અલબેલો નહીં આવે
અલબેલો નહીં આવે અલબેલો નહીં આવે
વાલે કરી પ્રેમ ગુલતાન હવે શીદ સતાવે.
લાગી અગન પ્રેમની તે કોણ બુઝાવે
પ્રેમ પ્યારા વીના જુદાઇ કોણ મીટાવે.
વાલા આ દાસીની દયા કેમ નહીં આવે
આવો આવો અલબેલા આ તમ દાસી બોલાવે.
તમ વીના વાલા મુને કોણ બચાવે
અપરાધ હોય તે વાલા માફ કરો હવે.

રાધાની સખી— ( ૩૭ )

લાવી લાવી લાવીરે સખા શ્યામની ખબર એક લાવી
જુમનાને કાંઠે વાલે મારે
દીધું મોતીનું ઝાડ રોપાવી રે— સખી.
શું રે શોભા કહું તણી
ઉપર મોતીની લટા આવી રે— સખી.
સત્ય કહું છું બેની હું તુજને
મુજ નજરે જોઇ આવી રે— સખી.

રાધા ને સખી— ( ૩૮ )

હાંરે ચાલો સખી સૌ સાથે
જઇએ વૃંદ્રાવનની વાટે— હાંરે.
લીયો મહી મટુકી માથે
જઇએ સખીઓ સૌ સાથે
હાંરે વાલમ મનાવા માટે— હાંરે.

ગોવાળીયા— ( ૩૯ )

હાંરે ચાલો વૃંદ્રાવનમાં જઇયે રે
ત્યાં તો દાણ સપાટે લઇએ—
હરવે નારીને રોકીજ રહીયે
દાણ આપે તો જવા દઇએ—
નહી આપે તો રોકી રહીશું
મારી ઝપાટો દાણ લઇએ—
મથુરાનો તો મારગ રોકી રહીયે
ઘેરી રહીયે સૌ નારી રે.

ગોપીયો— ( ૪૦ )

શીર પર મટુકી મહી ભરી રે લોલ
મહી વેચવા મહીયારી નીશરી રે લોલ.

લીધી મટુકી હાથમાં રે લોલ
જઇ મથુરાના હાટમાં રે લોલ.

કૃષ્ણ— **સાખી.**

આવો આપો અલબેલી સુંદરી ઉતારો મહી માટ
ગોરસ એક દીયો તમે દાણ તણે તો સાટ.

**ગોપી**—તમે સેના માગો છો દાણ નંદના લાલા રે
તમે તજો તજોને આ તોફાન કાનજી કાળા રે.

**કાન**—હું તો માગું છું મહીના દાણ અલબેલી નારી રે,
તેમાં શાનું છે તોફાન અરે ઓ ધુતારી રે.

**ગોપી**—તમને અહીં કોણે બનાવ્યા છે દાણી— નંદના.
જરી વદો વીચારી વાણી— કૃષ્ણજી.

**કાન**—શું વીચારી વદાવો છો નાર અલબેલી,
નહીં છોડું તમોને આ વાર— અરે ઓ.

**ગોપી**— **સાખી.**

હઠ છોડોને કાનજી, છે કઠણ આ રાજ;
મારગ જાતા શીદને, લ્યો છો અમારી લાજ.

કૃષ્ણ— નહીં જવા દઉં અરે, આપો હમારૂં દાણ.

**ગોપી**—વળગો છો શીદ અમને, કરશું કંસને જાણ.

કૃષ્ણ—શું છે કંસ મુને કરનાર— અલબેલી.
જાવો ઝટ તમે તે દ્વાર— અરે ઓ.

**ગોપી**—શીદ રોકી રહ્યા છો આમ— નંદ.
ખોલશું છાના છીદ્ર તમામ— કૃષ્ણ.

કૃષ્ણ—ચાહે તેમ બોલોને નાર— અલબેલી.
પણ નહીં જવા દઉં આ વાર— અરે ઓ.

**ગોપી**—તું તો ગોવાળીઆમાં રમનાર— નંદ.
ને વળી ગાયો તણો તું ચારનાર— કૃષ્ણ.

વળી ગર્વ થયો આ ઠામ— અલબેલી.
તેથી સંપી આવી છો તમામ— અરે.
ગોપી—તમે માગીને પીતા છાશ— નંદ.
તેને શાની હોયે લાજ— કૃષ્ણ.
કાન—વસ્ત્ર રહ્યાં તે જુમના તીર— અલબેલી.
હતું જળમાં નગ્ન શરીર— અરે.
ગોપી— સાખી.
વાત વધુ શું કરે, થાશે કંસને જાણ;
કૃષ્ણ—કંસ તારો શું કરનાર છે, તેનો લઉં પલકમાં પ્રાણ.
જઇ કહેજે કંસને તે ઠામ— અલબેલી.
તારો વેરી પ્રગટ્યો છે ગોકુળ ગામ— અરે.
રાધા— (૪૧)
હાંરે કોઇ ગોરસ લીયોરે— કોઇ.
ગોરસ લીયો, સરબત સમ મહી મારા મીઠડાં પીયો—ગોરસ.
મહી મીઠડાં પીયો ને દામ રોકડા દીયો— હાંરે કોઇ.
કૃષ્ણ— (૪૨)
અહો પેલી આવી અલબેલી નાર
રાધે મન હરનારી
ચાલની ઠુમક ઠુમક ચાલ—રાધે મન હરનારી.
સાખી.
મુખ મધુરી વાણી વડે, સુણી લોભે મુજ મન
નેન અણીઆળાં દીસતાં, વાહ નારી ધન્ય ધન.
એનાં દીસે ગોરા ગુલાબી ગાલ— રાધે.
રાધા— (૪૩)
હાંરે શીદ રોકો છો રસીયાજી વાટે
મારે જવું છે મથુરાના હાટે રે— શીદ.
હાંરે સર્વ સખી છે મારી સાથે

નથી કરતા આ સારી વાત રે—　　　　શીદ.
મહીની મટુકી મારે માથે
છોડી દ્યોને મુજ હાથે રે—　　　　શીદ.

(૪૪)

પીયો પીયો ગોરસ હવે ભાઇ
ગુણ આનંદે કાનાના ગાઇ
મીઠાં મીઠાં ખુબ મહી પીધા
વળી કાળજાં ઠંડા કીધા
નાચો કુદો હર્ષે ભાઇ—　　　　ગુણ.
ફરી રોકી વૃજની નારી
લીધા દાણ સપાટે ભારી
એ તો નંદ કુંવરની બલીહારી—　　　　ગુણ.

રાગ—　　　　(૪૫)

આવો આ વાલા નંદના લાલા.
છેલ છોગાળા, આવો ને મારા સ્યામ.
મોરલીવાળા કાનજી કાળા
પ્રીતે પધારો આમ.
રંગ રસીયા હૃદયે વસીયા.
કામણગારા કાન.
આ તમ નારી કહે પુકારી.
વાલા જીવન પ્રાણ.

રાગ—　　　　(૪૬)

શીદ આવ્યા મનાઇ મારા રાજ.
મુકી શીદ મનની લાજ—　　　　હાંરે.
ઠગો છો ઠગારા કાનડ કાળા,
જાઓ જાઓ દગલબાજ—હાંરે.

કૃષ્ણ— (૪૭)

વ્હાલી રસીકડી તુજ વીયોગ સ્હો નવ જાયે
તુને મળવા મન મારૂં અતી અકળાયે
મોહ પાસથી તેં મુને બાંધી
કર્યો લાચાર—લાચાર
નીશદીન જોવા ચાહું મુખડું વારંવાર.

કૃષ્ણ— (૪૮)

રસીલી રીસાયે શાને છબીલી રીસાયે શાને
બોલો પ્યારી બોલો.
મારા ચીતડાની ચોર મારા મનડાની મોર
બોલો પ્યારી બોલો.
મારા દીલની આરામ મારા સુખની ખાણ
બોલો પ્યારી બોલો.

રાધા— (૪૯)

આવોજી મોહન મારા
કૃષ્ણજી કામણગારા
ચીત ચોર નંદના લાલા
શીદ રીસાયા મોરલીવાળા.

કૃષ્ણ—

શીદ રીસાઇથી અલબેલી
શું હવે મન તણું માન મેલી
રસીલા તુજ રંગમાં થઇ છું ઘેલી. આવોજી.

નારદ - (૫૦)

છે અકળ કળા પ્રભુ તારી
જ્યાં જોવું ત્યાં ન્યારી ન્યારી— છે.

તુજ મહીમાનો પાર ન પામે
શીવ સનકાદીક શેષજ હારે.
ગ્રહણ ગતી પ્રભુજી તારી
શું કહું વારી વારી.— છે.
અલ્પ મતી પ્રભુજી મારી
પાર પામું શું પામર પ્રાણી.
તુજ નામપર જાવું વારી
તુજ લીલા છે અપરમ પારી.— છે.

ગોવાળીયા— (૫૧)

ધન્ય ધન્યરે નંદ કુમાર
નંદ કુમાર તવ આધાર
કીધા ઉપકાર ઘણો આવાર
ગોર્વધન ધારી લીધા ઉગારી
ગર્વ ઉતારી કીધા આભારી બીડ હારી
કૃષ્ણ મોરારી અસુર મારી ઊતાર્યો ભાર—ધન્ય.

નારદ— (૫૨)

વાહ વાહરે વૈકુંઠવાસી અવીનાશી
સુરપતનો ગર્વ ઉતારી,
લીધું ગોકુળને ઓદ્ધારી,
તવ લીલાની બલીહારી,
જાવું હું વારી વારી—
મારી પુતના માસી— વાહ વાહ રે.

ઇન્દ્ર— (૫૪)

નમું નમું કૃષ્ણ ચંદ, નમું નમું નંદાનંદ,
નમું નમું બીડ ભંજન— નમું.
નમું અખીલ નીરંજન,

નમું નમું ગોવીંદ ગીરધારી,
નમું નમું કૃષ્ણ મોરારી.
મુઢ મતી પ્રભુજી મારી
નવ સમજે લીલા તમારી
મદમાં થયો હું હંકારી
નવ ઓળખ્યા દેવ મોરારી
વંદુ હું વારી વારી ક્ષમા કરો ગીરીવરધારી.
હું પામર પર કરૂણા કરો
પ્રભુજી મારા દુરગુણ હરો
અખીલ વીશ્વના અવીનાશી
જય જય પ્રભુ વૈકુંઠનીવાસી.
ગોવર્ધન તમે કર પર ધારી
લીધું ગોકુળ ગામ ઉગારી.

કાન તથા ગોપી— (૫૪)

રમો રાસ આલી સૌ રંગમાં રે લોલ
રમો રમો નંદકુંવર સંગમાં રે લોલ.
આણી અતી આનંદ અંગમાં રે લોલ
રમો સખીઓ સૌ આ પ્રસંગમાં રે લોલ.

સાખી.

શરદ ઋતુ સોહામણી ને ચંદ્ર ખીલ્યો આકાશ
બીંદ્રાબનકા કુંજમાં નંદલાલ રમે છે રાસ.
તત થૈઇ તત થૈઇ તત થૈઇ
તત થૈઇ ધીરકીટ કીટ કીટધા
ધુમકીટ કીટ કીટધા
કડાંનધી કડાંનધી

## સારીગમ.

સારીગ રીગમ ગમપ મપધ
પધની ધનીસા સાનીધની ધપ
ધપમ પમગ મગરે ગરેસા
ધસાસા નીરીરી સાગગ
રીમમ ગપપ મધધ પનીની ધસાસા
સાધધ નીપપ ધમમ
પગગ મરીરી ગસાસા
સાધ પમ ગરી સા
સા સા સા રીરીરી ગગગ મમમ
પપપ ધધધ નીનીની સાસાસા
સાસાસા નીનીની ધધધ પપપ
મમમ ગગગ રીરીરી સાસાસા
સાગ ગરી સા
મપ મગ મગરેસા
સાની ધપ મગરે સા

દેવ મંડળ— સાખી.

ધન્ય ધન્ય તું સુંદરી ધન્ય તુજ અવતાર
મનુષ્ય લીલા તુજપર રમે લક્ષ્મી તણા ભરથાર.

ગોપી તથા કાન—

સાસા રીરી ગગ મમ પપ ધધ
નીની સાસા સાસાનીની ધ ધ પ પ
મમ ગગ રીરી સાસા.
સારી ગરી સા સા સા

( પ્રથમ ભાગ સમાપ્ત. )

---

## જાહેર ખબર.

નીચે દરશાવેલા નાટકના ગાયનની ચોપડી રોકડી કીંમતે અમારે ઠેકાણેથી મળશે.

| | |
|---|---|
| શ્રી કૃષ્ણલીલા ભાગ પહેલો. | ૦—૬—૦ |
| ભારત ભક્ત દેવીંદ્ર—છપાય છે. | ૦—૨—૦ |
| મહાસતી સુકન્યા—છપાય છે. | ૦—૨—૦ |
| મહાન પ્રેમી ભકત નામદેવ—છપાય છે. | ૦—૨—૦ |
| ભકતરાજ મોરધ્વજ—છપાય છે. | ૦—૨—૦ |
| શ્રી કૃષ્ણ લીલા ભાગ બીજો છપાય છે. | ૦—૨—૦ |
| ગલકી પુત્ર શાલીંગરામ છપાય છે. | ૦—૨—૦ |
| સતી સાવિત્રી ચરીત્ર—છપાય છે. | ૦—૨—૦ |

આ ઉપર દર્શાવેલી ચોપડીયો થોડા દીવસમાં અમારે ત્યાંથી મળશે.

ગ્રાહકોને વીનંતી—જેઓ અગાઉથી નામ નોંધાવી મંગાગાવશે તેઓને કીફાયત ભાવે મળશે.

વી. પી. થી મોકલવામાં નહીં આવશે. બાદ બહારગામવાળાઓને પોસ્ટેજ ખર્ચ પોતાને માથે પડશે.

### મળવાના સ્થળો.

ઠે।—સુરત સલાબતપુરા બાલાભાઇની શેરીમાં પટેલ જેકીશનદાસ ત્રીભોવનદાસને ત્યાંથી મળશે.

ઠે।—સુરત સલાબતપુરાની સીધી શેરીમાં ખત્રી લખણુદાસ જેરામદાસને ત્યાં પીપળા સામેથી મળશે.

નોટપેડ કાગળ લેવામાં નહીં આવશે.